વાડી ભાઇઓને લેવા લાયક છે

# રાનો ચિતાર

અને

# કુઢંગી રૂઢી નિષેધક.

## ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વોરા લલ્લુભાઇ મોતીચંદ શાહની
કંપની.—મુ. પાલીતાણા.

આવૃત્તિ ૧ લી. પ્રત (૨૦૦૦)

અમદાવાદમાં.
રાજનગર પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ
હઠીસંગે છાપ્યો.

સંવત ૧૯૬૧—સને ૧૯૦૫

કીંમત બે આના.

## ચાથી થતા ગેરફાયદા

**ચાહ પીનારાઓનો રોગ**—આ રોગને ડીસીઝ" કહે છે. આ રોગ તેના નામ પ્રમાણે રાઓ અથવા વધુ ચાહ પીનારાઓને થાય દર્દીનું હૃદય નબળું પડી જાય છે, હાથ પગ અને મુખ તદન મરી જાય છે.

**ચાહમાં ઝેરનું પ્રમાણ**—ચામાં ઝેર છે કે નહિ હજુ લોકો જાણતા નથી અને તેથી આ પીણાનો પવન ઝપાટ ચાલ્યો છે અને એક મહેલથી શરૂ થઈને હવે તે દરેક ઝુંપડા પણ દાખલ થયેલ છે. પણ રસાયણ શાસ્ત્રની મદદવડે સિદ્ધ થયું છે કે ચામાં થીન નામનું એક ઝેર છે. એક ઔંસ ચાના પાંદડા માં (૬) છ ગ્રેન ઝેર છે. કોફીમાં પણ એજ પ્રમાણમાં "કેફીન" નામનું ઝેર છે. આ ઝેર સસલાં, બીલાડાં વગેરે પ્રાણીઓના લોહીમાં દાખલ કરવામાં આવે છે તો તે પ્રાણી તરત મરી જાય છે. ખરું છે કે ચા, કોફી તથા તમાકુમાં બહુ થોડા પ્રમાણમાં ઝેર છે, પણ તે વસ્તુઓનો વપરાશ એટલો બધો વધતો ચાલ્યો છે કે તે થોડું થોડું ઝેર પણ મ્હોટા જથામાં શરીરમાં દાખલ થઈને માણસ જાતના શરીરની પાયમાલી કરે છે અને કરશે એવો ભય બતાવવામાં આવે છે. મ્હોટો ભય એ છે કે એ વસ્તુઓ અફીણ દારૂની પેઠે કાંઈક કેફવાળી હોવાને લીધે પીનારાઓને "તેની" ( પડી જાય છે, ને વ્યસન છોડવું મુશ્કેલ થઈ પડે છે.

---

# કુધારાનો ચિતાર

અને

# કુઢંગી રૂઢી નિષેધક.

---

## મરણ સંબંધી ગરબીઓ.

---

### અવસાન કાળ.

(હરિ ભજન વિના, દુઃખ દરિઆ સંસારનો પાર
ન આવે. એ ઢાળ.)

ઓ અણુસમજુ, અર્ધ મુઆને મારી કાં પુરો કરો;
જીવતાં જમદૂત! છાતીપર ચડી ધોચો શું કઠે છરો? ટેક.
બહુ વૈદ્ય બન્યાં ડોસા ડોશી, આવ્યાં આડોશી પાડોશી;
પુછે સૌ ડાચું ખોશી ખોશી. ઓ અણુસમજુ૦ ૧
કોઇ નાડ તપાસે છે જાતે, કોઇ કર પગ પેટ જુએ માથે;
અડીને ટાઢાબોળજ હાથે. ઓ અણુસમજુ૦ ૨
બેઠાં છે ખાટલાને વીંટી, બહુ વાત કરે દીઠી અણદીઠી;
જાણે વાંચે છે જમની ચીઠી. ઓ અણુસમજુ૦ ૩
ટાઢક વળી કે કંઇ વાર હજી, એમ અન્યો અન્ય કરે અરજી;
જાણે ઝટ મરે એવી મરજી, ઓ અણુસમજુ૦ ૪

બહુ વકત જીભ જો હોત કદી, મનમાં માનીએ માત્ર મદી;
પણ શું કરે વાચા બંધ બધી. ઓ અણુસમજુ૦ ૫
મુળ ટકટક માંદાને ન ગમે, જીવ બહુ ધમતળ બાયમાંહિ ભમે;
ધમણની પેઠે બહુ શ્વાસ ધમે. ઓ અણુસમજુ૦ ૬
શિર પડયું ઢોલિયામાંહિ ઢળી, જન જોઇ પાસ બહુ જાય છળી;
જાણે ફરતી જમની જમાત મળી, ઓ અણુસમજુ૦ ૭
બે ચાર ઓશિકે થઈ બેઠાં, વળી બે ત્રણ પાંગતમાં પેઠાં;
બાકીનાં બધાં બેઠાં હેઠાં. ઓ અણુસમજુ૦ ૮
આગળથી કરી મુકી તૈયારી, ઘૃત દીપ અને ગંગાવારી;
લીપી ભોંય કરી ભીની ભારી, ઓ અણુસમજુ૦ ૯
આવ્યું ડચકું ત્યાં બે ત્રણ ઉઠયાં, પકડયા પગ શિર જેમ સિંહ છૂટયા;
એને કયાંથી જ્ઞાન પ્રભુ રૂઠયા? ઓ અણુસમજુ૦ ૧૦
પાટલે બેશુધને બેસારી, હડહડ જળરેડી દીધો ઠારી;
અરરર શુણી છુટે કંપારી. ઓ અણુસમજુ૦ ૧૧
જય પછી ઝીકલ્યો ભોંયપરે, બહુ થંડીગાર જેવી ઉપરે;
રીત હાય! જંગલી કેવું કરો ઓ અણુસમજુ૦ ૧૨
એની પાંસળિયો પડખાં દુખશે, પીડ શુળા પરોવ્યા જેવી થશે;
નહિ જાતો હોય તોય જીવ જશે. ઓ અણુસમજુ ૧૩
ત્યાં એક ડોઢડાહ્યા પાસે, મોક્ષે મોકલવાની આશે;
બહુ પાડે બરાડા જમ નાસે. ઓ અણુસમજુ૦ ૧૪
કહે રામકૃષ્ણ, રાધાકૃષ્ણ, કાન ફોડિ નાંખે કહી કહી કૃષ્ણ;
સમજણ નથી જો પુછો પ્રશ્ન. ઓ અણુસમજુ૦ ૧૫
અંગ પીડે જીવ જાતાં સુધી, કેડો મુકે પાર પડયાજ પછી;
કહો ક્યાંથી સુઝી અવળી બુદ્ધી. ઓ અણુસમજુ૦ ૧૬

પ્રભુ જાણે થાય ગતી અગતી, પણ દેખ્યામાં તો ભજણ અતી;
આ વલ્લભદાસ વદે વિનતી, ઓ અણસમજુ૦ ૧૭

## ઠાઠડી.

જડસા જડભૂત! મડદાંને જકડી બાંધો કાં જોરથી?
વળી કેડ બાંધી, દોડા દોડ શું માંડી ચારે કોરથી? ટેક.
નથી લડવાને ધસવું રણમાં, નથી ધાડ પડી ધેનું ધણમાં;
દેવતા મૂકો દિલ ડાપણમાં. જડસા જડભૂ૦ ૧
ઝટ દોડતાં જ્યાં ત્યાં પગ ધો છો, મેલી મનમાંને તેમ મરડો છો;
ઠાઠડી રેડે શબ ફરડો છો. જડસા જડભૂ૦ ૨
શણગાર્યું વસ્ત્ર ઉપર ઢાંકો, પછી અંધવડે પડી રહે આંકો;
એકોળી બહુ ફેકટ ફાંકો. જડસા જડભૂ૦ ૩
શિર અર્ધું ઉઘાડું વસ્ત્ર ઝીણું, વળી ડગડગ થાય દરેક ક્ષણું;
સૌ જુએ એજ અપમાન ઘણું. જડસા જડભૂ૦ ૪
ધીમે ધીમે ચાલતાં ભાર પડે, માટે દોટ મેલી સાથે ઉપડે;
પણ અન્ય ઉપાય કાંઇ ન જડે. જડસા જડભૂ૦ ૫
કાંધેજ કેટલા વળી વળિયે, મુકી મડદું ઝટ ઝોળી તળીએ;
ક્યાંઇ ભાંગી પડી વળી સાંભળીએ. જડસા જડભૂ૦ ૬
ઉપાડે કરી ટાંગાટોળી, સટપટમાં સબ નાંખે ચોળી;
હાં કેવી કુરીત હિંદુ ટોળી. જડસા જડભૂત૦ ૭
આ ભુંડામાં ભુંડુંજ અતી, ઠાઠડીએથી પણ અધમગતી;
તોય નવ માને કોઇ મૂઢ મતી. જડસા જડભૂ૦ ૮
એમ મરતાનું અપમાન કરે, વાહાલાં પણ લાજ બધું વિસરે;
સમજુ નીરખી ન શકે નજરે. જડસા જડભૂત૦ ૯

નિર્દયતાને મૂર્ખાઇ તણા, એવા અણઘટતા ચાલ ઘણા;
કહે વલ્લભદાસ કશી ન મણા. જડસા જડભૂત૦ ૧૦

## લાજ વાસ્તે ખોટું ખોટું રોવું.

માથે ઓઢી, પોક મુકી ગાંડા જેવું શું ગાંગરો?
આંખે આંસુ, આવે નહિ ને ખોટાં શું બાનાં કરો? ટેક.
કોઈ ઓ ઓ ઓ ઉહુહુ! કરતા, આવે આબરૂ માટે રડતા;
મુખ ગુપ્ત રાખવા જાય ગડતા, માથે ઓઢી૦ ૧
રોવે રહિને પાસે પાસે, ઝટ જાય દોડતા શબ વાંસે;
જાણે ભુત વળગ્યું એવું ભાસે, માથે ઓઢી૦ ૨
એમ સરવસ ચાલ્યું જાય અરે, બહુ મધ્યબજાર બકોર કરે;
મૂર્ખાઇવડે લાજી ન મરે, માથે ઓઢી૦ ૩
રોતાં રહિ જાય જતા ઝાંપે, પછિ વાત તડકામાં ટાંપે;
કરૂણાથિ કાળજું નવ કાંપે, માથે ઓઢી૦ ૪
સૌનાજ દેખતાં તો રડવું, તેનું નામ પડ્યું છે આભડવું;
કહો કેમ તે ન લાગે કડવું, માથે ઓઢી૦ ૫
હું તો ખેદ ધરી મનમાં ખીજું, કયમ રીત જંગલીથી રીઝું?
આ ઢોંગ નહિ તો શું બીજું, માથે ઓઢી૦ ૬
થાય અહ્લિદિહ્લિની ત્યાં વાતો, બેસી જુદા જુદા જેવી નાતો;
એથી ગંભિરભાવ બધો જાતો, માથે ઓઢી૦ ૭
શબ બાળી રહ્યા પછી સ્નાન કરી, પાંછા વળિ ભેગા થાય ફરી;
પુરમાં પેસે કિકિયારી કરી, માથે ઓઢી૦ ૮
બહુ થાય ગામમાં ગોકીરો, કોઇ કહે "હતો હિંદુ હીરો,"
બાઇ રૂવે "ગયો કયાં મુજ વીરો," માથે ઓઢી૦ ૯
"ઓ ઓ મારા બાપલિયારે! આ કાળો કેર થયો કયારે!

થઇ ગયો ગજબ ગૂજરતારે" માથે ઓઢી૦ ૧૦
એમ બેશી બારણે ઢોંગ કરે, "છાનો માનો" એમ બીજા ઉચરે;
પછિ કરી ખંખેરા જાય ઘરે, માથે ઓઢી૦ ૧૧
તાલેવરને ત્યાં નાત તણા, આભડવા આવે જન ઘણા;
ગજવી ઘે ગામ ન રાખિ મણા, માથે ઓઢી૦ ૧૨
નિર્ધન ત્યાં થોડા તે ટાણે, મન તેથિ મુરખ ઓછું આણે;
હતું કામ શું નીકર મોંકાણે? માથે ઓઢી૦ ૧૩
ખર રૂવે જે હોય જે અંતરના, બહુ આંસુ ચાલશે આંખતણાં;
પણ પોક મુકયાની કરો મના, માથે ઓઢી૦ ૧૪
બહુ હૃદય પારકાનું ન બળે, નહિ અંતર લોહી કદી ઉકળે;
તેને રૂદનની જરૂર ન તેહ પળે, માથે ઓઢી૦ ૧૫
સો સગાં સંબંધે સંગાતે, મુખ ચુપ રહી ચાલો સાથે;
અતિ બહુ ગંભિર ચહેરા જાતે, માથે ઓઢી૦ ૧૬
નથી શાસ્ત્રવિષે શિખ એવી લખી, ગયું વેમ ભૂત સોને ભરખી;
આ વલ્લભદાસ વદે વલખી. માથે ઓઢી૦ ૧૭

## છાજિયાં.

ટોળે મળીને, માનનિયોએ લેવા માંડયાં છાજિયાં,
પરદેશી મન, તે રૂપાળા રાગ ગગનમાં ગાજિયાં. ટેક.
આવી એક વિધવા ઓલારે, ઝીણા સ્વરથી બોલે ભારે;
હાય હાય ! બધી બોલે હારે, ટોળે મળીને૦ ૧
ફળિયામાં સર્વ ફરે કુદડી, લજ્જા મૂકીને મેલી હડી;
ત્યાં ખાઇ પછાડી એક પડી, ટોળે મળીને૦ ૨
છેડો વાળીને કેડ બાંધી, બહુ કૂટે ધડુસ ધડુસ છાતી;
સોજી ગઇ થઇ રૂધિરે રાતી, ટોળે મળીને૦ ૩

સામા એક હારે હાથ પડે, પાછા અદ્ધર ઉંચા ઉપડે;
ધારા ફરતી વચમાંજ ગડે, ટોળે મળીને૦ ૪
લે ચોતાળા બહુ પડકારી, વળી વિવિધ વચન મુખ ઉચ્ચારી,
સઘળું સંભારી સંભારી, ટોળે મળીને૦ ૫
"ઓય ઓય બાપજી એ ભાઈ અરે, તમ જાતાં પડી ગઈ ખોટ ખરે;
નહિ લ્હાવ લીધો પરણી ફરે, ટોળે મળીને૦ ૬
અમને આ ઘર ખાવા ધશે, કેમ એકલડાં અહિં રહેવાશે;
હાય હાય હવે કેમજ થાશે, ટોળે મળીને૦ ૭
ગયા રણવગડે રોતી મેલી, દુખના દરીઆમાં હડસેલી;
સામીને ભેટ લેવા છેલ્લી, ટોળે મળીને૦ ૮
જો કહિ કન્યાનો કાળ ખુટે, "હાય હાય બેનડી" બોલિ કુટે;
છાતીથી લોહિની શેડ છુટે, ટોળે મળીને૦ ૯
એમ અધિક વિલાપ કલાપ કરે, પછડાય નીચે ઉપરા ઉપરે;
વળી ડુસકાં વચમાં રોઈ ભરે, ટોળે મળીને૦ ૧૦
બિજિયો કુટતાં રહિ જાય કદી, એથી જાવાનું વેણ વદી,
ત્યાં સગિ જુવતી બોલે જલદી, ટોળે મળીને૦ ૧૧
"બાઈ નાનું મરણ છે એસોમાં, ફૂટો હજુ નીમક છે મોંમાં;
"એમ નહિ મરી જઈએ નાસોમાં, ટોળે મળીને૦ ૧૨
એમ કહી કહીને બહુ કૂટાવે, આખર મોટેરી અટકાવે;
ઉપાડી ઓશરીમાં લાવે, ટોળે મળીને૦ ૧૩
ફરે મૂઆંને મરણે મોંઘો, નીકર થઈ જાત કદી સોંઘો;
આ કેવી ગાંડાઈ જોજો, ટોળે મળીને૦ ૧૪
જોઈ પરદેશીજન છેટેથી, બહુ ગમે કાનને સ્વર જેથી;
બાંધે ઉલટો ખ્યાલજ એથી, ટોળે મળીને૦ ૧૫

આપણાજન મનમાં સમજીને, ઝટ બંધ કરો રિત જંગલીને;
વલ્લભની વિનતિ વાચીને. ટોળે મળીને૦ ૧૯

## મૃતભોજન-દાડો.

રે રાજેશ્રી! ઊંચુ ડાચું કરિ જોજો જન જ્યાં મરે;
રોતાં જાતાં, ગોળપાપડી ગટ્ટ ગળામાં ઉતારે. ટેક.
જમી વાટે જાતાં વહુવારૂ, કંઇ વાત કરે સાંભળવા રહું;
"આઇ જમણ હતું નહિ કંઇ સારૂં," રે રાજેશ્રી૦ ૧
બિજિએ તે શું તકરાર કરી, ત્યાં પાછી તે અબળા ઉચરી;
"વારૂ કઢી તો ખૂબ ખરાબ ખરી," રે રાજેશ્રી૦ ૨
એમ નિંદા નારી અનેક કરે, શુણિ મનમાં બળિ કરનાર મરે;
ધોખો અંતરમાં ખૂબ ધરે, રે રાજેશ્રી૦ ૩
એક કોર કામનિ કૂટે છે, મિષ્ટાન્ન બિજી ગમ લૂંટે છે;
કાગડા કૂતરા જેમ ઝુંટે છે, રે રાજેશ્રી૦ ૪
રો કકળ ચાલિ રહી એક બાજુ, બીજીગમ પકવાન બને તાજું;
દાનત દેખી દિલમાં દાઝું, રે રાજેશ્રી૦ ૫
એક કોર ઓય ઓય સાંભળિયે, બીજીગમ લાડૂ લાડૂ શુણિયે;
કહો આ ગાંડાઇ કેવી કહિયે? રે રાજેશ્રી૦ ૬
કોઇ જમતા દેખી વિચાર કરે, વીવાહ હશે એવું ઉચરે;
તો તે ખોટો નથી ખ્યાલ ખરે. રે રાજેશ્રી૦ ૭
વળી જંગલી રીત છે જમવાની, નથી ધિરજ ખરેખર ખમવાની;
નથી પ્રવીણ રૂઢી પીરસવાની, રે રાજેશ્રી૦ ૮
વારંવાર બાજુથી ઉઠે, પિરસણીઆની ત્રાસક ઝુંટે;
અધિરજ મનમાં મિષ્ટાન્ન ખુટે, રે રાજેશ્રી૦ ૯

કદિ કોઇ ઉઠે નહિ શરમાળું, તો ખાલી પડયું રહે પત્રાળું;
હું તો એકુની ભૂલો બાળું, રે રાજેશ્રી૦ ૧૦
સંતકનું લેવા ચિત્ત ચહે, પછિ કોઇ પડેલું પાસું લહે;
પણ ઘણુંખરૂં ત્યાંનું ત્યાંજ રહે, રે રાજેશ્રી૦ ૧૧
પછિ પગથી ખૂબ ખુંદાય ખરે, વળિ બેસે જન ઉપરા ઉપરે;
ચિત્ત સૂગ ચડે નિરખી નજરે, રે રાજેશ્રી૦ ૧૨
ત્યાં ગંદવાડનો પાર નહીં, બહુ પાણિ કઢી ઢોળાઇ ત્હીં;
વેરાણો બાળું બાત મહીં, રે રાજેશ્રી૦ ૧૩
ત્યાં બહુ કલબલ જમનાર કરે, જાણે રાંકા તો અરજી ઉચરે;
ગાજી ઉઠે આખું મકાન ખરે, રે રાજેશ્રી૦ ૧૪
જાણે ત્યાં કળકળતા કાગ પડે, લેવા ઝટ્ટપટ્ટ લડાઇ લડે;
ધણિનું માથું તો નોય ધડે, રે રાજેશ્રી૦ ૧૫
હજુ મરવાને ત્રણ દિવસ થયા, ત્યાંતો એ ખટપટમાં પડિયા;
હાય ગજબ ! શોકના ચાલ ગયા, રે રાજેશ્રી૦ ૧૬
કદિ હરખજમણ ઊંધી જોયે, વીવાહ અધરણી નવ થાયે;
પણ આમાં નહિ ચાલે કાંઇએ, રે રાજેશ્રી૦ ૧૭
મારે ઘરમાં ખાવાના સાંસા, પણ લાડુ કર્યા જોઇએ ખાસા;
ઘર મેલી ઘરેણે તજી આવ્યા, રે રાજેશ્રી૦ ૧૮
એક તો ઘર કેરૂં મનુષ્ય ગયું, વળી એ ઉપર આ બાકી રહ્યું;
ખાતર ઉપર દીવેલ વર્યું, રે રાજેશ્રી૦ ૧૯
એનું મર્ણ અતિષે વખણાણું, ખરિ નિદ્રાથી ખરચું નાણું;
પણ વદે નહિ ઘર વેચાણું, રે રાજેશ્રી૦ ૨૦
એ ગયો અતી મરણે ખાટી, એમ કહિ કહિ ઉખેળે આંટી;
શુણિ રેમથી કંપે રૂવાંટી, રે રાજેશ્રી૦ ૨૧

કદિ નાનું મરણ થતાં ત્રાસે, પણ બંધ કરે નહિ નરમાશે;
ચિત્ત ગોઠી રહ્યું ચિર અભ્યાસે, રે રાજેશ્રી૦ ૨૨
પીડાય ન ધનવાળા ધીંગા, કહેતાં માંડે દેવા ડીંગા;
એ હડીલ્લા જન રોનલ રીંગા, રે રાજેશ્રી૦ ૨૩
એથી લેશ લાભ નથી મરતાને, નહિ પુણ્ય પ્રભુ એમાં માને;
દેખાડ લખેલું કયે પાને, રે રાજેશ્રી૦ ૨૪
નથી શાસ્ત્ર વિષે કંઇ એવું કહ્યું, આ તુજને ક્યાંથી વેન થયું,
જો જો જાગી ક્યાં ભાન ગયું. રે રાજેશ્રી૦ ૨૫
સુખમાં જમશો મળિ સંબંધી, પણ આ રીતી કેવળ અંધી;
વલ્લભ વિનવે તમને વંદી, રે રાજેશ્રી૦ ૨૬

## જમણવાર તે હર્ષનો કે શોકનો ?

### ચાબખા.

### ( મુરખ તેં જન્મીને શું કર્યું? મુરખ તેં જન્મીને શું કર્યું? એ ઢાળ )

મુઆપર મિષ્ટાનો શું જમો? મુઆપર મિષ્ટાનો શું જમો ?
પઆપર પાકુ દઇ શું દમો ! મુઆપર મિષ્ટાનો શું જમો ?
વીશ વર્ષની રામા રાંડી, ખેદ ધરીને ખમો;
તેનો ખાંતે દાડો ખાતાં, બાભા થઇ શું ભમો ? મુઆ૦ ૧
એક તો વહાલું મનુષ્ય જતાં, બળિ ખાખ બને આતમો;
ખાતર ઉપર દિવો કર્યોરે, તેમ કરો છો તમો. મુઆ૦ ૨
વાલાનો વીજોગ થતાં તે, શોક તણો છે સમો;
પકવાન્નો ઉડતાં અવલોકી, આવે બહુ અણગમો. મુઆ૦ ૩
મહાજન મંડળ મળિને બેઠું, બિછાવિ બહુ જાજમો;

તેતો શોભે શુભ સમયમાં, હોય વીવા વાજમો. મુઆ૦ ૪
મૂખ મૂકો છો લોહિ કોળીયા, ફેર કરો કારમો;
ધિઃક ધિઃક છે ચિત્ત સગાંનું, ધમણ પ્રમાણે ધમો. મુઆ૦ ૫
રાક્ષસ જેવા વજ્ર હૃદયના, જન રોવે ત્યાં રમો;
ખાતાં છાતી ફાટી પડે નહીં, કેમ ગંડુઓ ગમો. મુઆ૦ ૬
ગીધ કાગડા જેવાં ખાતાં, અગ્યારમો બારમો;
મતી મલીન થતાં નવ માને, શું કહિયે બહુ અમો. મુઆ૦ ૭
શાણા સઘળું સમજો, પામી કેળવણી તાલમો;
વલ્લભદાસનિ વિનતી માની, નમ્ર બનીને નમો. મુઆ૦ ૮

## ઘર બાળીને તીરથ કરવું.

(ઓધવજી સદેશો કહેજો શ્યામને.—એ રાગ.)

દારૂના દુઃખડાં બેની કહું કેટલા,
એહીજ દુઃખે હું રહિજ રખડતી રોજજો;
ખખેરી ખાધું ખાનારે ખાંતથી,
પડયા ઉપર દઇ પાટુ માગી મોજજો. દારૂ૦ ૧
પાંચ દિવસ વીત્યા પિયુને પાછા થયા,
ત્યાંતો માંડી ચોવટ મારે ઘેરજો;
દીનદશા દેખી નહિ આંખે આંધળા,
અંતર આણી નહિ કાંઇ મારી મેરજો. દારૂ૦ ૨
ત્રાસ પડયો પરિયાણુ શુણિને પેટમાં,
શાબાટે મિષ્ટાન્ન જમાડું ઘેરજો ?
લગન અવરશી અવસર નહિ આનંદનો,
અરે પ્રભૂ કળજુગમાં કાળો કેરજો. દારૂ૦ ૩

વાલમનો વીજોગ ઘડી નવ વીસરે,
તાજો ઘા હજી ઘટકું વીંધે ખૂંચજો;
એક આંખે શ્રાવણ ભાદરવો એકમાં,
તેમાં આતું દેખી થય તાજૂબજો. ઘડા૦ ૪
રાંડ રૂઢી આ ચાલી અંધ પરંપરા,
પાછળ આઢે ઢોરતણી આ હારજો;
સાર અસાર વિચાર કરે નહિ કાળજે,
મોટાં મૂરખ હિંદુ નર ને નારજો. ઘડા૦ ૫
સઘળાં મોટાંએ મળિ મુજને મુંઝવી,
" મુઓ ધણી નહિ તુંથી ધોઇ નખાયજો;
દાણાવણુ જાશે શું જુવતી જીવતાં ?
કર્યા વિના કાંઇ છુટકો તો નહિ થાયજો. ઘડા૦ ૬
એમ બતાવી બીતી મુજને ભોળવી,
પણ શું કરવું પૈસા નહિ મુજ પાસજો;
માત્ર રહેલું મૂડીમાં ઘર ઝુંપડું,
"મૂક ઘરેણે" શુણતાં થઇજ ઉદાસજો. ઘડા૦ ૭
મનમાં જાણ્યું પુત્ર નથી પરણાવવો,
મરપુરને નવ પામે નવલી નારજો;
પણ આતો ડીંડવાણું દેખીતું દિસે,
કારણ કોઇ તપાસે નહિ નિર્ધારજો. ઘડા૦ ૮
પકવાનો પીરસાવા માંડ્યાં તે પછી,
અરરર! મેં નજરે જોયાં નવ જાયજો.
પિરસણિયાને પોરસ ક્યાંઇ માતો નથી,
લાખો લડધા બેઠા ખાંતે ખાવજો. ઘડા૦ ૯

ટપ્પ મૂકે મોઢામાં લોહિના કોળિયા,
દૈત્ય દયાહિણ આજ ખરા વિકાળજો;
જોગ જડયો નહિ જમવાનો એકકે બીજો,
શિવ! શિવ! શિવ! આ કેવો કાળ કરાળજો. દાડા૦ ૧૦
એક તરફ ઓ! ઓ! હાય હાય! શુણાય છે,
બીજીગમ લાડૂ લાડૂ બોલાયજો;
તોપણ તેને બહુ દીવસનો મહાવરો,
તેથી નવાઇ લાગે નહિ મનમાંયજો. દાડા૦ ૧૧
બાણાપર બેશી મોં વાળે મૂરખી,
જ્યાં કરવા આવે જન ધીની ધારજો;
ગટ્ટ ગળે ઉતરે રસ બસતી રોટલી,
ખાવામાં દેખાય ન ખેદ લગારજો. દાડા૦ ૧૨
પંદર દિવસમાં સઘળું પૂરૂં કરી,
સગાં સિધાવે છે સૌ સૌને ઘેરજો;
"મરણુ સુધર્યું" એમ બડાઇ મારતા,
"અમે હતા તો કાંઇ પડયો નહિ ફેરજો". દાડા૦ ૧૩
બે ત્રણ ટંક મળ્યું ખાવાનું તેમને,
પણ આખો ભવ હું હારી ગઇ છેકજો;
વળતી વેર થયું અન્નને ને દાંતને,
પછી તુટી ગઇ નાત જાતની ટેકજો. દાડા૦ ૧૪
ઘરનું ઘરને કાંઇ ઘરેણું હેત તો,
લેત ચલાવી જેમ તેમ ગુજરાનજો;
પણ તે નાતે પેલાથી પૂરૂં ટર્યું,
જોયું ન આગળ પાછળ ભૂલી ભાનજો. દાડા૦ ૧૫

ફરણું પીશીને હું પેટ ભરૂં હવે,
ચૂક કર્યાથી થઇ છું ચિંથરે હાલજો;
બે ત્રણ પેટ પડયાં છે નાનાં છોકરાં,
ભુંડા સૌના સાથે હાલ હવાલજો. દાડા૦ ૧૬
પર આધારે વિધા વનિતા વેલડી,
એકકે નહિ આધાર વિના ઉપાયજો;
રાત દિવસ રોઉં રાંડી રાંડ હું શું કરૂં ?
જુવતી જાતે કેટલું કામ કરાયજો. દાડા૦ ૧૭
વાહવાહ વદતાં તે વખતે માણસો,
પણ આ વખતે હાંસિ કરિ હરખાયજો;
પૂરત તો પેશી ગઈ પણ આ પેટનું,
શી રીતે કરવું તે નવ સમજાયજો. દાડા૦ ૧૮
લગ્ન અધરણી ઉચ્છવ નિર્ધન નહિ કરે,
પણ દાડામાં જખ મારી દોરાયજો,
નાત જમાડયે પુન્ય નથી મરનારને,
તોપણ ઘર વખરી વેચી ગભરાયજો. દાડા૦ ૧૯
નહિ કરનારાને શિક્ષા નથી નાતની,
પણ નહિ કરતાં હલકું હાલ ગણાયજો;
દેખાદેખીથી દુર્બળ પામે પીડા,
માટે બંધ કરો ઝટ લાગી લાયજો. દાડા૦ ૨૦
મુઆ પછાડી જમવાનું નથી જુગતું,
સંપત હોય તો કરજો કાંઇ પુનદાનજો;
જાગો જાગોરે ડાહ્યા મુજ દેશિયો,
મૂકી દ્યો મનથી મિથ્યા અભિમાનજો. દાડા૦ ૨૧

બાર પડે નહિ નિર્ધન પેહેલ કરે કદી,
પ્રથમ ઘટે શેઠે કરવો એ ચાલજો;
વલ્લભદાસ વણિકની વીનતી સાંભળી,
શંકા રહેતો કરજો સાફ સવાલજો. છંદ૦ ૨૨

---

# બાળલગ્નને ફિટકાર

## ગરબી ૧

( જગત જોગમાયારે. ઢાળ.)

હાય! હિંદુનિ જાતીમાંય, બને બાળ વિચારે;
હાય! હાની હજારો થાય, બને બાળ વિચારે. ૧
ઢિંગલા ઢિંગલી પરણાવે બાળ, બને બાળ વિચારે;
કાળ આણ્યો ઓરો તત્કાળ, બને બાળ વિચારે. ૨
કહિ કહિને આણ્યો કળજૂગ, બને બાળ વિચારે;
નથી સાચા નીકર જૂઠ બૂગ, બને બાળ વિચારે. ૩
જણે બાર વરસની બાળ, બને બાળ વિચારે;
ત્રાહિ! ત્રાહિ! ત્રિભુવન પાળ, બને બાળ વિચારે. ૪
વર નાનો રહે વહુ મોટી, બને બાળ વિચારે,
દુઃખ કોટી થશે રીત ખોટી, બને બાળ વિચારે. ૫
જોડ બેઠી છે ઘેરાં ઘેટી, બને બાળ વિચારે;
તેથિ પ્રીતી રહે છે છેટી, બને બાળ વિચારે. ૬
વહુ દાડી રુવે રાડ પાડી, બને બાળ વિચારે;
જાડે સાસુજી ત્યાં ત્રાડ પાડી, બને બાળ વિચારે. ૭

ધિઃક ધિઃક વધે શું પ્યાર! બને બાળ વિવારે;
શું સમજે દંપતિ વેહેવાર? બને બાળ વિવારે. ૮
કોઇ કાળે કજોડાં થાય, બને બાળ વિવારે,
પછી હોળી હૈયે હાય હાય! બને બાળ વિવારે. ૯
કાળો કેર જુઓ ઘેર ઘેર, બને બાળ વિવારે;
ઝુરે ગૌરી જીવતર ગણી ઝેર, બને બાળ વિવારે. ૧૦
કરે સરખી વયના વેશવાળ, બને બાળ વિવારે;
પછી થાય કજોડ કરાળ, બને બાળ વિવારે. ૧૧
વધી જાય ઉકરડિ વિશેષ, બને બાળ વિવારે;
વર ઠીંગણો રહે અવશેષ. બને બાળ વિવારે. ૧૨
જુવતીનું જોબન સોળ વર્ષે, બને બાળ વિવારે;
પણ નરનો વીશે ઉત્કર્ષે, બને બાળ વિવારે. ૧૩
તેથી જુવતિ જોબનવંતી, બને બાળ વિવારે;
વર નાને રડી વીલપંતી, બને બાળ વિવારે. ૧૪
જાય ભૂલી બાળક ભણવાનું. બને બાળ વિવારે;
પડયું છાનું પીડાયું પાનું, બને બાળ વિવારે. ૧૫
હજી વેળા બલી ભણવાની, બને બાળ વિવારે;
પણ પરણ્યાથી પાછી પાની, બને બાળ વિવારે. ૧૬
હજુ રમવાનું દિલમાં હાંડી, બને બાળ વિવારે;
ત્યાં વીશનોરી વળગાડી, બને બાળ વિવારે. ૧૭
બાપડાને પગે પડી બેડી, બને બાળ વિવારે;
છેક કાચી કેરીને વેડી, બને બાળ વિવારે. ૧૮
ઘેર નારી જતાં નિશાળે, બને બાળ વિવારે;
આપ દાડી શરમ દીલ બાળે, બને બાળ વિવારે. ૧૯

કૌશલ્ય વધે નહિ કાંઇ, બને બાળ વિવારે;
પછી દોડે વૃત્તિ દ્રવ્યમાંહી, બને બાળ વિવારે. ૨૦
રાંક હોય તે રહે રોજ રાંક, બને બાળ વિવારે;
તેમાં શેનો નશીબનો વાંક ? બને બાળ વિવારે. ૨૧
ભણ્યો ગણ્યો નહિ ભલિભાત, બને બાળ વિવારે;
પડે પેટતણી પંચાત, બને બાળ વિવારે. ૨૨
પછી નીચા પગારની ખોળી, બને બાળ વિવારે;
નોકરીમાં રહે રામડોળી, બને બાળ વિવારે. ૨૩
હોત સારો કદી ઉગતાયો, બને બાળ વિવારે;
થાત સૂખી બની દિલ ડાહ્યો, બને બાળ વિવારે, ૨૪
કદી પિતાજી પૈસાદાર, બને બાળ વિવારે;
તોય ભણ્યાવિના નહિ ભાર, બને બાળ વિવારે. ૨૫
કાચી કેરીને ઘોળી નાંખી, બને બાળ વિવારે;
રસ ખાટો જોયો ત્યાં ચાખી, બને બાળ વિવારે. ૨૬
બાળ ખેલ બગાડી નાંખ્યો, બને બાળ વિવારે;
લ્હાવ લેવા ફોડી બે આંખો, બને બાળ વિવારે. ૨૭
આવડે ન રૂડો રોજગાર, બને બાળ વિવારે;
ખોઇ ખરચી થાશે ખૂવાર, બને બાળ વિવારે. ૨૮
રોગે રીબાવાનું એજ મૂળ, બને બાળ વિવારે;
કમજોર કાયામાં શૂળ, બને બાળ વિવારે. ૨૯
લાલચોળ હતો મુખ ચ્હેરો, બને બાળ વિવારે;
થયો પીળો ફિક્કો બેઉ કેરો, બને બાળ વિવારે. ૩૦
ત્રીશવર્ષે આવ્યા વાળ ધોળા, બને બાળ વિવારે;
બાળલગ્નના ગણી ઓળા, બને બાળ વિવારે. ૩૧

ઝટ જમવા મંડે નાનાથી, બને બાળ વિવારે;
મેંત જેવડાં ગલુડિયાં ત્યાંથા, બને બાળ વિવારે. ૩૨
ચાય એંઠું જુંડણનું ડાર, બને બાળ વિવારે;
ટળે ખાવાનું તેણીવાર, બને બાળ વિવારે. ૩૩
એજ દુષ્ટ દશાનન બારી, બને બાળ વિવારે;
વણ વાંકે રિંધ્યા નરનારી, બને બાળ વિવારે. ૩૪
બાળકીના છોરૂ બગડીણુ, બને બાળ વિવારે;
નિત્ય માંદા તેથી તતક્ષીણુ, બને બાળ વિવારે. ૩૫
પુરૂષાતન વિનાની પ્રજા, બને બાળ વિવારે,
થઈ બાળલગનની સજા, બને બાળ વિવારે. ૩૬
ચૌદ વર્ષે પરણાવો છોડી, બને બાળ વિવારે;
દીકરાની ઉતાવળ થોડી. બને બાળ વિવારે. ૩૭
પાંચ વર્ષે જૂઓ વહુ નાની, બને બાળ વિવારે;
ખિલે જૂવાની તો મદમાની, બને બાળ વિવારે. ૩૮
ભણીગણી થવા દ્યો મોટા, બને બાળ વિવારે.
નથી તેમાં તમોનો ટોટો, બને બાળ વિવારે. ૩૯
પુત્ર નાનો પ્રીતે પરણાવે, બને બાળ વિવારે;
મોત વેહેલું બોલાવી લાવે, બને બાળ વિવારે. ૪૦
છતી આંખે અંધાપો લેશે, બને બાળ વિવારે;
નહિ ઠામ ઠરી તે બેસે, બને બાળ વિવારે. ૪૧
છતું ખાવાં દાઝયા દોષ દે કેને, બને બાળ વિવારે;
દાસ વલ્લભ વદે જીવ જોને, બને બાળ વિવારે. ૪૨

# ગરબી

બળ્યો એની બાળલગ્નનો ધારોરે, પડે બવનો બાળા માથે બારો. ટેક.
માતા પીતા કદી ન વિચારેરે, તેથી બાળાને રે'વું અસિ ધારેરે;
એવાં દુઃખમાંથી તે કોણ ઉગારે. બળ્યો એની. ૧
સગાં સંબંધીને બાઇ એનોરે, કહેછે વાંક કર્મ વીણુ કનોરે;
અરે વાંક કાઢો હવે શેનો? બળ્યો એની. ૨
લઘુ વયનો અને ન ભણેલોરે, વળી સમજે નહિ કાંઇ ઘેલોરે;
રાખે અંગ ગંદુ તે તો મેલો. બળ્યો એની. ૩
તેવા વરને દીએ છે બાળારે, હોમે બળીદાન અગ્નિની જ્વાળારે;
કરે મેશ થકી મુખ કાળાં. બળ્યો એની. ૪
બાળા મોટી ને વર છે નાનોરે, એતો સત્ય કહ્યું તમે માનોરે;
પછી સુખનો લા'વો હોય શાનો? બળ્યો એની. ૫
લઘુ વરતે નહિં કોઇ જાણેરે, સહુ વીવાના સુખને માણેરે;
આતે કેવું કોને આરે ટાણે? બળ્યો એની. ૬
સમજે નહિ કાંઇ બાળાનો કાન્તરે, કહો કામને કરે શું તે શાન્તરે;
ખોટી મનમાં રહે છેરે ભ્રાન્ત. બળ્યો એની. ૭
બાળા મદ જોબનમાં ડુલેરે, નિજ કાન્તનું નામ સુણી ફુલેરે;
પણ પરણ્યો તે પારણે ઝુલે. બળ્યો એની. ૮
નવ સમજે પતિ કાંઇ સાંનરે, પુરૂ વસ્ત્ર તણું નહિં ભાનરે;
કરે બાળની પેઠે ગુલતાન. બળ્યો એની. ૯
દીવો લઇને કૂવામાં ઉતારેરે, જગત તાત વિના કોણ તારેરે;
માતા પીતા સ્વહસ્તેજ મારે. બળ્યો એની. ૧૦
પૈસાવાળાને સહુ બાળા દેછેરે, ખોટા કુલીનને સારા કે'છેરે;
કુભાગ્યથી દૂર સહુ રહે છે. બળ્યો એની. ૧૧

કાળો કેર કરે છે આ ધારોરે, ગણે પૈસાવાળાને સૌ સારોરે;
મારો લાગે સૃષ્ટીમાં અકારો. બળ્યો બેની. ૧૨
નાપે બાળા ગણી ધનનો વાંકરે, ભલે પૂર્ણ ભર્યો ગણ્યો રાંકરે;
નિમિર આવી દૂર કરે શસાંક. બળ્યો બેની૦ ૧૩
સગપણ કરતાં તે નવ જુએરે, ખોટા લાવ્વાને રૂઢીની રૂયેરે;
પછી બાળાનું દુ:ખ જોઇ રૂએ, બળ્યો બેની૦ ૧૪
ચાલ ભૂંડો પડ્યો ભૂંડી નાતેરે, તેથી સંકટ સેવું સૌ માથેરે;
વડીલોએ કર્યું નિજ હાથે. બળ્યો બેની૦ ૧૫
બાળલગ્નનો ધારો નઠારોરે, કરે દેશમાં તે તો કુધારોરે;
અરે દેશીઓ હવે કાંઇ સુધારો. બળ્યો બેની૦ ૧૬
કરે ધારો આ કાળો કેરરે, રોતી બાળા મૂકે ઘેરઘેરરે;
બાર તેનો પેલાનું વાળે વેર બળ્યો બેની૦ ૧૭
દેશીઓ વિનતી ચિત આણોરે, નવ ખોટા લાવ્વાને માણોરે;
નિજ બાળાના દુ:ખને પ્રમાણો, બળ્યો બેની૦ ૧૮
વ્યભિચારના પાપને કાપોરે, (યોગ્ય) વર જોઇ બાળાને આપોરે;
હવે સુખ તણો સ્થંભ સ્થાપો. બળ્યો બેની૦ ૧૯
મળશે તમને જગતમાં માનરે, વળી પ્રજા થશે ગુણવાનરે;
છોડી કુબુદ્ધિ ધરો કાંઇ ધ્યાન. બળ્યો બેની૦ ૨૦
પ્રભુ દેશીને મન ક્યારે વસશેરે, ધારો બાળલગ્ન ક્યારે ખસશેરે;
એવો વિચાર મનમાં ક્યારે ઠસશે, બળ્યો બેની૦ ૨૧
ખરું સુખ તજવામાં રહેછેરે, પુત્ર પુત્રીને સુખ તેતો દેછેરે;
પ્રીતે પ્રણમી પિતામ્બર કહે છે. બળ્યો બેની૦ ૨૨

---

# ગરબી.

## વેહરણી વનમાં વલવલે.—એ રાગ.

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડુ ઉપજે વચન. બાળ૦ ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઇ. બાળ૦ ૨
જો કદી જોડુ તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમરમાં એહને, દીસે દુખનો દેખાવ. બાળ૦ ૩
અણુબનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર. બાળ૦ ૪
સમજણ કાચી શિશુપણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વચનો કરાર. બાળ૦ ૫
અગ્નિરૂપે ઇશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બાળ૦ ૬
મા બાપની મુરખાઇનો, એતો છે આડો આંક;
વાંકું થએ પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ૦ ૭
લહાવો લેવાની લાલચે, કઇક લાજને કાજ;
આંખો મિચીને ઉંડે કુવે, પડે કરી પતરાજ. બાળ૦ ૮
પાછળ શું પસ્તાઇએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પુછીએ, એથી શું સરે અર્થ. બાળ૦ ૯
સંકટ દેખી સુતા તણું; કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુખના, શબ્દ ઉચ્ચારે આપ. બાળ૦ ૧૦

---

# કન્યાવિક્રયને ધિક્કાર.

હાલ દિવસે દિવસે કન્યાવિક્રયનો ચાલ ઘણો વધતો જાય છે. માબાપો પોતાની નિરપરાધી બાળકીઓને બળદ, ગાય, ભેંસ વગેરેના જેમ જે સખસ વધારે રૂપિઆ આપે તે લઇ જાય. તે મુજબ વેચે છે. તેમાં વિચાર નથી કરતાં જે મારી દીકરી જેને આપુછું, તેની પાસેથી મોંએ માગ્યા પૈસા લેઉછું, તો તે મારી દીકરીનુંજ ઘર ખાલી કરૂં છું, તે ત્યાં જઇ શું ખાશે ? વળી ગમે તેવા વરને એટલે નાનો હોય કે મોટો, ભણેલો કે અભણ, સદ્‌ગુણી કે દુર્ગુણી, તેનો જરા પણ વિચાર નહીં કરતાં જે વધારે રૂપિયા આપે તે પરણે. એ મુજબ હાલ ઘણે ઠેકાણે થાયછે.

માબાપો દીકરીને તેમનાં સાસરીઆમાં જ્યારે ખાવા, પીવા વસ્ત્ર વગેરેથી અનેક તરેહનાં દુઃખ પડતાં દેખે છે, તથા ઘરડા વર સાથે પરણાવવાથી થોડી મુદતમાં વર મૃત્યુ પામે છે, અને દીકરી રાંડે છે, ત્યાર પછી તેનો પિતા વિમાસણમાં પડે છે. પણ સ્વાર્થી માબાપોને આગળથી સુઝતું નથી, જે હું ઘરડા વરને દઉ છું, તે કેટલા વરસ જીવશે! તથા દીકરીનું ઘર પૈસાથી ખાલી કરૂં છું, તો તે અંતે દુઃખી થશે, એવો વિચાર પહેલાંથી નથી કરતાં; પછી વિચારે શું થાય ?

પણ એવો વિચાર કઠણ કાળજાના માબાપો કન્યાનાં સંકટ સામું જોઇ કરતા નથી. પણ ફક્ત દમડાના ઢગલાનોજ કરે છે, એમને માત પિતા નહીં સમજવાં, પણ આ સંસારનાં શત્રુજ સમજવાં, પોતાની મતલબ સાધવામાં દીકરીના સુખનો ભોગ આપવાને જરાએ આંચકો ખાતાં નથી. અરેરે ! ! "જેનું

માબાપ ન સંભાળે તેને કોણ પાળે?" કહ્યું છે કે:—"દીકરીને ગાય દોરે ત્યાં જાય" એ કહેવત પ્રમાણે વધારે પૈસા આપે તેના હાથમાં દીકરીનો હાથ સોંપે, એતે માબાપ કહેવાય? કન્યાને લીલામ કરી, લોભની શાંતિ કરનાર માતપિતાઓ આગળના કરતાં આજ ઘણાં જોવામાં આવે છે, પણ એ વિચાર તેમનો બહુજ દુષ્ટ છે. દીકરાનું ઘર ભરવું, ને દીકરીનું ઘર ખાલી કરી દુઃખ દેવું, એ બહુ ભૂડું છે.

**કન્યાવિક્રય કરવાવાળા કન્યાદાન દેવા બેસે છે, તે** વ્યાજબી જોઈએ તો ખરું નથી. કારણ તેણે કયાં ખરું કન્યા દાન દીધું છે? તેણે તો વિક્રય કરેલો છે, માટે તેનું દાન દેવું આ ઠેકાણે કયાં રહ્યું? ને પછી કન્યાદાન દેવાનો ઢોંગ કરવો એતો ખાવાના રૂપિઆ લીધા છે, એવું જેઓ જાણતા ન હોય, તે સઘળાઓને તેમજ પરમેશ્વરને છેતરી તેના બમણા ગુનેગાર થવા જેવું છે.

એક નાગર ગાગર ભરાય એટલા રૂપીઆ લઇને પછી કન્યાદાન દેવા બેઠો, ત્યારે ગોરે કન્યાદાનનો સંકલ્પ કરાવીને કન્યાદાન અપાવ્યું. પછી કન્યાના બાપ પાસે કહેવરાવ્યું કે "**मयादत्ता**" મે કન્યાદાન કર્યું કન્યાની મા પાસે કહેવરાવ્યું કે "**मयापिदत्ता**" મેં પણ કન્યાદાન કર્યું. પછી ગોરે વરને કહ્યું કે તમે કહો કે "**मयाप्रतिगृहिता**" મેં કન્યાદાન લીધું. ત્યારે વરે ગોરના કાનમાં કહ્યું કે "**બંદા ખરીદ કરકે લેતા**" જુઓ એનું નામ કન્યાદાન કહેવાય નહીં, પણ કન્યા વેચી કહેવાય.

**દીકરીના માબાપો તેના ઘરમાંથી પૈસા ઉસરડી** લે છે તેથી તે બિચારીને રોટલા ખાવાના પણ વખતે સાંસા

પડે છે. દીકરીનો ધણી ઘણાં વર્ષ દુઃખ વેઠી માંડમાંડ થોડાં પૈસા પેટ બાળી ભેગા કર્યા હોય, ને થોડા કરજે લઇ ધણી મુશીબતે પરણે. હવે જેના કરજે પૈસા લીધા હોય, તેને પણ દેવા પડે, તથા તે મેળવવાને પેટમાં પૂરા રોટલોએ નહીં ખાતાં દુઃખ વેઠી પૈસા ભેગા કરવાનો વિચાર કરે તેમાં વળી છોકરાં છૈયાં થઇ પડે. જ્યાં બિચારાં સ્ત્રી પુરૂષ કરજ પુરૂં કરવામાં ને પોતાનું પેટ ભરવાનું કરવામાં રાત દિવસ ઉંઘતાંએ ન હોય, ત્યાં વળી છોકરાંનું પેટ ભરવાનું માથે આવી પડે, એમ ચારે તરફની વ્યાપ્તિથી તેઓ ઘણુંજ દુઃખી થઇ સંસાર ઉપર કંટાળો લાવે છે. ને દીકરીને તેનો ધણી નિસાસો નાંખી કહેશે કે, આ બધું દુઃખ તારાં માબાપના પ્રતાપથી છે. મારી પાસેથી પૈસા લેવામાં પાછું વાળી જોયું નથી, એવાં એવાં સાસરીઆનાં તથા ધણીનાં મેણાના મારથી, તથા પોતાને પડતાં દુઃખથી, તે બિચારાં નિસાસો નાંખી હાય! હાયના પોકાર કરી માબાપને વારંવાર શ્રાપ દેછે ને કહે છે કે માબાપે પોતાનો સ્વાર્થ તાકી મારાં સુખ દુઃખ તરફ કાંઇ વિચાર રાખ્યો નથી. અરેરે!! એમનું ભુંડું થજો. આવા આવા હાય! હાયના પોકારથી જેને શ્રાપ દેછે, તેનું ભુંડું થઇ જતાં વાર લાગતી નથી.

એક જમણ ઓછું કરવાથી ભાઈની લાજ જાય!! અને ખર્ચ તો બધું દીકરીને વેચીને લીધેલા પૈસામાંથીજ કરવાનું છે. જોજો, હિંદુઓની લાજ વ્યવહાર જાળવવાની રિતી!!! દીકરીને વેચીને વ્યવહાર રાખવો એના જેવો નીચ વ્યવહાર બીજો કયો!!

# ગરબી.

ઓ દુષ્ટ પિતા, દિકરી વેચી ધન લેવાનું ધ્યાનમાં.
દઇ ડોસાને, રંડાપો આપ્યો તેં કન્યાદાનમાં ! ટેક.
તને રૂંવે રૂંવે કીડા પડશે, તારી છાતીપર જમડા ચડશે;
ધગધગતા ખીલા ધાબડશે. ઓ દુષ્ટ પિતા૦ ૧
તારાં ગાત્ર ગળત કોઢે ગળશે, ઘરમાંથી ખાવાનું ટળશે;
વાવેલાં વિષ વૃક્ષો ફળશે, ઓ દુષ્ટ પિતા૦ ૨
કોઇ બડદ બીજું ન મળ્યું તુંજને, જેથી ઘરમાં ખાતર દીધ ખુણે;
તને સાંભળ આખી દુનિયાં દુણે, ઓ દુષ્ટ પિતા૦ ૩
તારા હાથ પગોજ પડ્યા ભાગી, જેથી ઝટ કમાણી આ જાગી;
લે પાપિ હવે મૃત્યુ માગી, ઓ દુષ્ટ પિતા૦ ૪
તેં અંતકાળનો લાડુ લીધો, કળજુગમાં કાળો કેર કીધો,
બાપડિયા ! તું ન જરાય બિધો, ઓ દુષ્ટ પિતા૦ ૫
જો તારૂં પશ્ચાતાપ તણું, ઉર દ્વાર ઉઘડશે એક ક્ષણું;
તો પામીશ પંડે દુઃખ ઘણું, ઓ દુષ્ટ પિતા૦ ૬
એ ડોસો લાકડી હાથ ગ્રહે, થોડું ચાલે ત્યાં થાક લહે;
જોનારાં ત્રાહી ત્રાહી ! કહે, ઓ દુષ્ટ પિતા૦ ૭
એ સાથે કન્યા ચોરિ ચડી, જોવા મળિયાં જન તે ઘડી;
તારી છાતિ ન ફાટી કેમ પડી ? ઓ દુષ્ટ પિતા૦ ૮
વજ્રથી વિશેષ કઠોર દિસે, ખૂની ઘાતકી નિર્દય અતિશે;
છાંટો ન રેમનો હૃદય વિષે, ઓ દુષ્ટ પિતા૦ ૯
આ હરામિ પૈસો નહિ રહેશે, ઝોટરી છાજિવાં નીત લેશે;
નુખ્ખોદ જશે આપ દેશે, ઓ દુષ્ટ પિતા૦ ૧૦

વિષ પાવું હતું ગળચૂંથીમાં, કેમ નહિ મરિ ગઇ તે શીળીમાં?
પણ આતો સંકટની સીમા! એ દુષ્ટ પિતા૦ ૧૧
મીંઢાળ મડાં સાથે બાંધ્યો, શબનો સંબંધ અરે સાંધ્યો;
તેં પાપ પાક રાતે રાંધ્યો, એ દુષ્ટ પિતા૦ ૧૨
એ અંધ આરશી શું કરશે? એ રોઈ રોઇ અંતે મરશે;
કાં વાવ કૂવામાં જઇ પડશે, એ દુષ્ટ પિતા૦ ૧૩
એની શાખ વિષે પાડી છે ના, જન સુજ્ઞો સાક્ષી છે એના;
આપું ન પુરાવા આધાના, એ દુષ્ટ પિતા૦ ૧૪
આજ કાલ વધ્યો એ ચાલ અતી, ફરી ગઇ છે માણસ કેરી મતી;
જોતાં નથી નીતી કે અનીતિ, એ દુષ્ટ પિતા૦ ૧૫
ઘરમાંથી ટળ્યું છે ખાવાનું, ત્યારે કાટલું કાઢયું કન્યાનું;
કોણ બંધ કરે નહિ કરવાનું? એ દુષ્ટ પિતા૦ ૧૬
બોલે નહિ મહાજન કાંઇ મુખે, ફાવેછે જન ચંડાલ સુખે;
દેખી વલ્લભનું દીલ દુખે. એ દુષ્ટ પિતા૦ ૧૭

---

## બાળાઓ વૃદ્ધપતિને પામી માતાપિતાને ધિક્કાર આપે તે વિષે.

**હરિભજનથકી છોટા હોય તે સૌથી મોટા થાય.—એ રાગ.**

ઓ પાપી પિતા મુજનેરે વેચી માયા મુખ્યે લીધી;
દુઃખમાં બળવા દાંતવિનાના વૃદ્ધપતિને દીધી.—ટેક.
તેતો કસાઇનું કામજ કીધું, લુંટી જમાઇને દ્રવ્ય લીધું;
તેંતો અમૃત મુકી વિખપાન પીધું. ઓ પાપી પિતા૦ ૧

પતિજીવત રંડાપો જાણ, તે તો દીધું કન્યાને દાન;
તુંને ખાવા ન મળજોરે ધાન. ઓ પાપી પિતા૦ ૨
તારી કાયામાં કીડા પડજો, તારૂં શરીર સઘળું તે સડજો;
ચોપેથી જમ છાતિ ચડજો, ઓ પાપી પિતા૦ ૩
તારા હાથ પગ જાજો તુંટી, તારી આવરદા કે મન ખુટી;
તેં લીધી કન્યાને લુંટી. ઓ પાપી પિતા૦ ૪
પારકું વાશીદુ ને પાણી, જીવ જાય છે ઘંટી તાણી;
એ વાત હૈયામાં ન આણી. ઓ પાપી પિતા૦ ૫
જ્યારે જગત સુખ સામું જોઉં, ત્યારે રાત દીવસ હું તો રોઉં;
ખલકમાં જીવતર આ ખોઉં. ઓ પાપી પિતા૦ ૬
જૈન બંધવો બળતું દુઃખ બાળી, થઇ હોળી કહે દીવાળી;
મરવું પડશે પેટે ખાઇ પાળી. ઓ પાપી પિતા૦ ૭

---

## બૂઢા સાથે બાળકી પરણાવતાં બાળકીએ કરેલો કજોડાનો કકળાટ.

### ( રાગ છાજીયાંનો. )

જન જુવો જગતનાં સઉ, ઘેલોલાડકોરે૦
પરણે ઘરડો થઇને વઉ, ઘેલો૦
પરણે પરણે ચોથી વાર, ઘેલો૦
લાવી મનમાં પૂરણ પ્યાર, ઘેલો૦
એને મૂખડે ન મળે દાંત,
વળી હું કહું છું બીજી વાત, ઘેલો૦
જેને વરસ થયાં ત્રણુવીસ, ઘેલો૦

જેનું ડગડગ થાયે શીશ, ઘેલો૦
બોબડા બોલે મુખે બોલ, ઘેલો૦
પંડે પોણી ખાંડી તોલ, ઘેલો૦
થયેલા બન્ને બહેરા કાન,
ખોઈ છે સઘળી જનની બાન, ઘેલો૦
બુઢે નાજુક નારી પરણી, ઘેલો૦
ગદ્ધા જોડે જોડે હરણી, ઘેલો૦
હાય હાય કયા જનમની કરણી, ઘેલો૦
કેમ નવ ફાટે આતે ધરણી, ઘેલો૦
પરણ્યા કરતાં નાનો બાપ,
આતે કયા જનમના પાપ, ઘેલો૦
જેની ઇંદ્રિયો થઇ છે ઠંડી, ઘેલો૦
શું જોઇ પરણે નાજુક રંડી, ઘેલો૦
રે પરણાવા જન થયા શું ભેળા, ઘેલો૦
જેને બજીયાંની વેળા, ઘેલો૦
એને ગાવાં રૂડાં ગીત,
સઉને કેમ ગમે છે ચિત્ત. ઘેલો૦
ચાલે લાકડીએ એ રોજ, ઘેલો૦
કરશે હું સાથે શું મોજ, ઘેલો૦
ચુંબન એ પીટયો શું કરશે, ઘેલો૦
શું આલીંગન એ ભરશે, ઘેલો૦
દીઠે બળતરા છે બહુ,
આ દુઃખ પ્રભુજી કયાં જઈ કહું, ઘેલો૦
મારી ઉમર કીસોર વય, ઘેલો૦

બોલે તે શેઠાણી કહી, ઘેલો૦
મુજને શરમ ઘણીએ થઇ, ઘેલો૦
આ દુઃખ કહેવું ક્યાં ક્યાં જઇ, ઘેલો૦
જેનું નજીક દીસે મોત,
જાણું નજરે કાચ્યું પોત, ઘેલો૦
પીટયાં સમજ્યાં નહીં માબાપ, ઘેલો૦
જોઇને સાઠ વરસનું પાપ, ઘેલો૦
એનું નાણે મોહ્યું મનં, ઘેલો૦
મુજને મુકી મોટે વન, ઘેલો૦
હવે નાશીને ક્યાં જાઉં,
બાંધી દોરડીએ લટકાઉં. ઘેલો૦

---

# કેફીના ઘરનો હેવાલ.

## ગરબી.

કેફી સેવર જેનો કંથડોરે, તેનાં પુરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહીં, હાંરે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડા બોલો અફીણીઓ, હાંરે એનાં ગાત્ર ગળેલ, કેફી૦ ૨
એક ટકાની નહી આબરૂરે, પીટા ચોટાનો ચોર;
દહાડી દોરાએ દરબારમાં, હાંરે પુંઠે લોકોનો સોર. કેફી૦ ૩
અપોચીઓને ઘણો આળસુરે, કાંતો ઉંઘે કાંતો ગાય.
રળવાની શક્તિ રહે નહીં, હાંરે રળ્યું રાંડનું ખાય. કેફી૦ ૪
બારેથી આવે બે બાકબોરે, દીણા દેખાય હાડ;

ખુણે હાગીને પડે ખાટલો, હાંરે બધરી છછ્આનો કાળ. કેરી૦ ૫
બાળકને ખાવા નહીં બાજરીરે, પીટયો પ્રગટે ઉદ્દાંદ;
અને ધણીએ બળે છાતડીરે, હાંરે વેઠે રંડાપો રાંડ. કેરી૦ ૬
લાજ હીણા લેખે નહીરે, જાસે તરણાથી તોલ;
તેવા અપીણુના તોરમાં, હાંરે બોલે જુઠેરા બોલ. કેરી૦ ૭
કોઇ કોઇ વખત થાય કેદ્દ થકીરે, હેયા ફુટા હેરાન;
તોએ શીખ દલપતરામની, હાંરે, કદી ધારે ન કાન. કેરી૦ ૮

---

## ફુવડ નારી વિષે.

### રાગ–કેરબો.

મુજને ગાંઠે નહિ ઘરનાર, જઇને કરવી કયાં ફરિયાદ. ટેક.
ચરરર કરતાં ગાળો દે છે, અરરર કરતાં ઉઠે;
લઇ સાંબેલું દોડે ભૂંડી, તુરત મારી પૂંઠે. મુજને.
કદિક કહું છું જોને તારૂં, કામ બધું આ બગડે;
સાંભળતાંની સાથે મુજને, ઝાંપા સુધી તગડે, મુજને.
ટપાટપી તો સદા કરે છે, બાળકડાંની સાથે;
એને સુખનો આરો આવે, હું પડું જો હાથે. મુજને.
ખાવા ટાણે નવ ખાવા દે, સુવા ટાણે સુવા;
આ રંડાની સાથે રહેતાં, ભલા ગણું છું મુવા. મુજને.
કોઇ છોડાવો કોઇ મુકાવો, આ રંડાના દુઃખે;
ઓય બાપલીયા હવે મરી ગયો, માર ગાળ ને ભુખે. મુજને.

---

# ભુંડી ભારજા વિષે.

## શેઠ સગાળશા સાધુને સેવે.—એ રાગ.

બાઇઓ જેની ભારજા ભૂંડીરે, તેને પીડા અંતરમાં ઉંડી. ટેક.
લાજ તજીને લડાઇ કરે નિત્ય, બાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું, જોણું જગતને થાય. બાઇયો૦ ૧
જેમ બીલાડી ઉંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ;
પગથકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કહાડે વેણ. બાઇયો૦ ૨
ચાર ઘડી પેઉ ચઉટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. બાઇયો૦ ૩
પોહોર ચડે દીન પોહોડીને ઉઠે, ચોંપે લડાઇનો ચાળ;
જો લડનાર કોઇ ના જડે તો, પડતાળે પોતાનાં બાળ. બાઇયો૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંગાથે, બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધુવાતી રહે, રોશ ભરી દીન રાત. બાઇયો૦ ૫
પેઉ થકી તો ઘણી પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. બાઇયો૦ ૬
પંડીત શાસ્ત્ર ભણેલ પૂરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મૂરખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય. બાઇયો૦ ૭
જેને વીતી તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડહાપણનો ધનવંત કહે, કોઇ ગરવ ન કરશો લગાર. બાઇયો૦ ૮



# ફટાણાંને ફિટકાર.

## ગરબી.

### કેફી સૈયર જેનો કંથડો.—એ રાગ.

ગોરી ફટાણાં ગાયછેરે, મરો લાજી લબાડ;
કીડા ખરે છે કાનથી, હાંરે બંધ કરો બગાડ. ગોરી૦ ૧
બબ્બે કટકા બોલે બધીરે, ભુંડી ભાંડે છે ગાળ;
બૂડી મરો નર બાયલા, હાંરે ઝટ પેસો પાતાળ! ગોરી૦ ૨
"આળો ગાળોજ કઢાવતીરે, એક બીજાની જાય!
છેડો ઓઢો શિર ચુંદડી! હાંરે ઉભા રૂવાંટા થાય! ગોરી૦ ૩
મૂછ નથી પણ પુંછ છે રે, ગેંગેં ફેંફેં થઇ જાય;
જમતાં જમતાં એ સાંભળી, હાંરે ધિઃક મોઢું મલકાય. ગોરી૦ ૪
માતા પિતા ભાઇ ભાળતાંરે, નહિ લાજે લગાર;
આજ માંડમાંડ રજા મળી, હાંરે હૈયે હર્ષ અપાર. ગોરી૦ ૫
જાતી ઉત્તમ છે આપણીરે, એવું શોભે ન મૂખ;
મૂખે મર્યાદા ન મૂકવી, હાંરે એમ ભાંગે ન ભૂખ. ગોરી૦ ૬
બંધી કરી છે કારમીરે, કૈક નાતે નવીન;
સારી શીખામણ શ્રુણતાં, હાંરે કેમ જુઓ જમીન? ગોરી૦ ૭
મંગળ ગીતો ગવરાવવાંરે. જેથી રિઝે જગદીશ;
વિનતી વલ્લભદાસની, હાંરે રૂદે રાખો ન રીશ. ગોરી૦ ૮

## ગરબી ૨ જી.

ગાય છે ગાય છે ગાય છે રે, આજ ગોરી ફટાણાં ગાય છે.
વિષ્ટા વિવામાં ખાય છે રે, આજ ગોરી ફટાણાં ગાય છે. ટેક.
સામ સામાં સંભળાવે ભજનિયાં, ભડવા સાંભળવા જાયછેરે. આજ૦
ગાળાગાળીનાં ગીત ગવાતાં, ભુંડી વાણી વપરાયછેરે. આજ૦
નામ લઇ લઇને બહુ લલકારે, ઉભાં રૂંવાડાં થાયછેરે. આજ૦
ફાટે ડાચે બહુ બોલે ડાંડાઇમાં, હાંસી કરી હરખાયછેરે. આજ૦
માત પિતા ભાઇ સૌ સાંભળતાં, લાજ શરમ મૂકાયછેરે. આજ૦
કીડા ખરે કાનથી એ રીતે, છેક હદને છોડાયછેરે. આજ૦
જાણે જોબનમાં પીધી મદીરા, ચાહન ભુંડું ભણાયછેરે. આજ૦
ફટાણાની ધામધૂમ મચી રહિ, ઘાંટા બેડા ઘડકાયછેરે. આજ૦
એણાં ટાણાંનું કામ છે મોટું, લાખનો કાખનો કહેવાયછેરે. આજ૦
શેઠ શાકેને ગાંઠે બંધાવે, રોકડો રોકડો ન્યાયછેરે. આજ૦
જંગલી જેવાનાં જમતાં જમતાં, શુણી મોઢાં મલકાય છેરે. આજ૦
સ્રીને મોઢે સુણી ફાગ અધમનાં, અંતર ઉસ્કેરાયછેરે. આજ૦
રાગ લેંકાપર ટીકા ચલાવે, ફાટી નજર ફેરવાયછેરે. આજ૦
જો હોય બંને બદદાનતનાં, આંખે ઇસારા થાયછેરે. આજ૦
બોલી બાંડું મોળ મોઢે ઉતારે, ફટ કાળજું કોતરાયછેરે. આજ૦
વિપ્ર વણીકની નાગરી નાતે, બંધી ઠરી સંભળાયછેરે. આજ૦
વિપ્ર વણીકની રીત નથી એ, કોળીનાળીની જણાયછેરે. આજ૦
ડાહ્યા ડોરા છો દશા શ્રીમાળી, કેમ તમે સંખાયછેરે. આજ૦
કાને સાંભળતાં બબ્બે ઠઠ્ઠા, વલ્લભ છાતી વિંધાયછેરે. આજ૦

# સુધરેલી સ્ત્રી વિષે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી;
નિરમળ નમણું દીસે નીરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવા મુખથી ખરતાં, વીણાને લજાવે વેણ. જેને. ૧
સ્વામીના ચિતમાં શોક કે ચિંતા, જો જાણે લવલેશ;
હેતે હસાવીને હિમત આપે, કાપે સઘળા કલેશ. જેને. ૨
પુછીને જોતાં પ્યારા પતીની, જો મરજી ન જણાય;
પરઘેર તો શેનું પગલુંજ માંડે, પીયર પણ ન જાય. જેને. ૩
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજન હાર. જેને. ૪
સુપનામાં કદી કોઇની સાથે, ટંટો કરે નહી તેહ;
મેલ વીનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ. જેને. ૫
આપે પ્રભુ તેનો વૈભવ પામી, પામે પૂરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રંચ ન રાખે રોષ. જેને. ૬
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સૂખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને, ૭
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે મન, રાચે સ્વામીને રૂપ;
પર પતિને તો પથ્થર જેવો જાણે, હોય જો ભારે ભૂપ. જેને. ૮
સાંભળે શબ્દ શીખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શીખે સદાય. જેને. ૯
આળસ ઉંઘ અતીશ ન દીસે, દીસે ઉદ્યોગી મન રંગ;
મંદકીતો જેને દીઠીજ ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને. ૧૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનીયામાં, સ્વર્ગ ઇચ્છે શા કાજ. જેને. ૧૧
પુરણ પુન્યથી પુરૂષ પામે, નૌતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. જેને. ૧૨

# જાહેર ખબર.

સરવે ભાઈઓને ખબર આપવામાં આવે છે કે અમારે ત્યાં નિચે લખેલી બુકો મળે છે.

| | |
|---|---|
| બાળલગ્નના હિંદુપણા વિષે. | ૦—૧—૬ |
| નેમરાજેમતી નાટક. | ૦—૨—૬ |
| શ્રીમનોરંજક ગરબાવળી. | ૦—૪—૦ |
| જૈનવિવા વિધી | ૦—૧—૦ |
| પાલીતાણાના મહારાજા માનસિંહજી વિરહ | ૦—૧—૦ |
| ગુણવંતી બાઈઓને વિવામાં ગાવાનાં ગીતો. | ૦—૨—૦ |
| સુધારસ સ્તવન સંગ્રહ. | ૦—૮—૦ |
| નવ સમરણ શાસ્ત્રી. | ૦—૩—૦ |
| સ્નાત્રપૂજા તથા નવાણું પ્રકારી પૂજા. | ૦—૩—૦ |
| સેત્રુંજામહાત્મય. | ૦—૧—૦ |
| રસિક સ્તવનાવળી ભાગ ૧-૨-૩ | ૦—૪—૦ |
| ચંદરાજાનો રાસ (અર્થવાળો) | ૨—૮—૦ |
| પાલીતાણાની જૈનમંડળીમાં ગવાતી ગાયનો. | ૦—૧—૦ |
| નેમનાથ ચરિત્ર. | ૦—૬—૦ |

આ સિવાય બીજી ઘણી જાતનાં જૈનધર્મનાં પુસ્તકો, પંચાંગ, પજુસણની કંકોત્રીઓ વિગેરે મળે છે.

**વોરા. લલ્લુભાઈ મોતીચંદશાહની કંપની.**

મુ. પાલીતાણા.

**શા. લાલચંદ ગુલાબચંદ.**

મુ. તળાજા બંદર.